# ઉપસંહાર

અલાઉદ્દીનને રાજપૂતોએ ક્ષેમકુશળતાથી દિલ્હીના શાહી મહલમાં તો પહોં-ચાડી દીધો, પરંતુ તેની એ ક્ષેમકુશળતાનો ત્યાં થોડા જ વખતમાં અંત આવી ગયો. બાદશાહ ચિતોડથી ઇ. સ. ૧૩૧૫ માં દિલ્હીમાં આવ્યો અને ત્યાર પછી એક વર્ષે એટલે કે, ઇ. સ. ૧૩૧૬ માં દિલ્હીમાં મહાપ્રબળ થઇ પડેલા બાદશાહના વિશ્વાસપાત્ર સરદાર મલેક કાફૂરે તેને વિષપ્રયોગથી મારી નાખીને અને ત્યાર પછી બાદશાહના મોટા પુત્રોને આંધળા કરી સંહારી, એક પાંચ વર્ષના શાહજાદાને જીવતો રાખી તેના જાથી પોતે રાજ્ય ચલાવવા લાગ્યો. ખરી રીતે તો તે પોતે જ બાદશાહ હતો. પરંતુ બે મહિનામાં જ એક ગુલામે મલેક કાફૂરનો નિદ્રામાં જ વધ કરીને મુબારક નામના શાહજાદાને બંદિવાસમાંથી મુક્ત કરી તેના હાથમાં રાજ્યતંત્ર સોંપી દીધું. અર્થાત્ ખિલજીવંશમાં અલાઉદ્દીન પછી એવો જ પ્રપંચ અને કાપાકાપીનો પ્રકાર ચાલતો રહ્યો અને અંતે ખિલજી-વંશના અંત સાથે દિલ્હીની બાદશાહી તગલખ વંશમાં ચાલી ગઇ.

મહારાણો હમ્મીર જ્યારથી હિંદુઓનો ભૂપાલ થયો હતો, ત્યારથી હિન્દુ-ઓને એક પ્રકારનું ભૂષણ પ્રાપ્ત થયું હોયની, એવો હર્ષ થવા લાગ્યો હતો. આસપાસના હિન્દુ જાગીરદારો અને સાંસ્થાનિકોને તે એક પ્રબળ આધાર અને આશ્રય સમાન દેખાતો હોવાથી તે સર્વ હમ્મીરને અતિશય સન્માન, ખંડણી અને ભેટસોગાદો આપવા લાગ્યા તેમ જ હિન્દુઓમાં તે વેળાએ બળ અને શૌર્યમાં મેવાડપતિની બરાબરી કરી શકે એવો બીજો કોઈ રાજા ન હોવાથી હિન્દુ રાજાઓ તેને ચક્રવર્તી કિંવા સાર્વભૌમ મહારાજા તરીકે ગણતા હતા અને એક રીતે તેમનું એ કર્તવ્ય યોગ્ય પણ હતું. બુંદીકોટા, ગ્વાલિયર, ચંદેરી, રાયસહન, સિક્રી, કાલ્પી અને આબૂ ઇત્યાદિ સંસ્થાનોના રાજાઓ હમ્મીર સાથે આવી મળ્યા હતા અને જયપુર તથા જોધપુર જેવાં મોટાં રાજ્યોના સ્વામી રાજાઓ પણ પોતાની ઇચ્છાથી જ હમ્મીરના માંડલિક બન્યા હતા.

મેવાડમાં મુસલમાનોની સત્તાનો પ્રસાર થયા પૂર્વે મેવાડના રાજાનો દેશ ઘણો જ મોટો અને વિશાળ હતો; પરંતુ હમણા હમણા તેમાંનો ઘણોક ભાગ મુસલમાનોએ પોતાના દેશ સાથે મેળવીને તેનાપર પોતાનો અધિકાર કરી લીધો હતો. અત્યારે મેવાડના સિંહાસને હમ્મીર જેવો કુળદીપક અને મહા પરાક્રમી રાણો વિરાજતો હોવાથી તેણે પોતાના સમસ્ત ગતવૈભવને પુનઃ પ્રાપ્ત કરવાનો હૃદયમાં દૃઢ નિશ્ચય કર્યો, અને પોતાના એ હેતુને સિદ્ધ કરવા માટે તેને કાળ પણ તેવો જ અનુકૂળ મળી આવ્યો. સર્વ લોકોનો તેનામાં એક સરખો સ્નેહ અને વિશ્વાસ હોવાથી લોકો તેને જે પ્રકારનું જોઇએ તે પ્રકારનું સહાય આપતા હતા અને એથી હવે તેના માટે કોઈ પણ કાર્ય અશક્ય નહોતું. અત્યાનક

દિલ્લીમાં અલાઉદ્દીનના મરણ પછી, ખિલજી, લોદી અને સૂર એ ત્રણ મુસલમાન ખાન્દાનના પોતપોતામાં વિગ્રહ અને પ્રપંચ ચાલવા લાગ્યા, ગાદી તગલખ વંશમાં ગઈ અને દિલ્લીના શાહની સલ્તનતમાં અરાજકતા ભયંકરતાથી વ્યાપી ગઈ. એ સમયમાં ચિતોડના રાજાને પોતાનો સ્વાર્થ સાધી લેવાનો ઘણોજ સારો પ્રસંગ મળી ગયો. તેણે પોતાની સેનાઓને સજ્જ કરીને વિજય કરવા માટે ચારે દિશામાં મોકલી દીધી અને તે સેનાઓ દિલ્લી, સૌરાષ્ટ્ર તથા મારવાડમાં નાગોર પર્યન્ત જઈ આવીને વિજયની પતાકા ઉડાવી ઉજ્જ્વલ મુખથી પાછી આવી. એ સમયે હમ્મીરના લોકોએ જે સંપત્તિ અને જે ઐશ્વર્યની પ્રાપ્તિ કરી હતી, તેની મેવાડમાંની તે સમયની ભવ્ય સુંદર ઇમારતો અને તેમાંની કારીગરીને જોતાં આપણને ઘણીજ સારી કલ્પના આવી શકે છે. મેવાડની આટલી મોટી પ્રચંડ સેનાના ખર્ચને નિભાવવા ઉપરાંત એ ઇમારતોમાં એટલો બધો પૈસો હોમવા જેટલી સંપત્તિ હમ્મીર પાસે ક્યાંથી આવી અને કેવી રીતે આવી એ માટે ખરેખર આશ્ચર્ય જ થયા કરે છે. મેવાડના લોકોએ અને સાંસ્થાનિકોએ મુસલમાનોની સત્તાના સમયમાં કેટલાક વર્ષ પર્યન્ત જે હાનિઓ ખમી હતી, તેમનો એ કુશળ અને પરાક્રમી હિન્દુ રાજા હમ્મીરના સમયમાં તેમણે બધો બદલો વાળી લીધો અને મોટા મોટા લાભો પ્રાપ્ત કરી લીધા. ચિતોડનો રાજવંશ પ્રથમથી જ કળાકૌશલ્ય અને કારીગરીને ઉત્તેજન આપવામાં અગ્રેસર તથા પ્રસિદ્ધ હોવાથી હમ્મીર તરફથી તેવા પ્રકારનું ઉત્તેજન ઉદાર હસ્તે લોકોને મળવા લાગ્યું અને તેની સર્વમાન્ય શાંત તથા ન્યાયપુર:સર રાજ્યપદ્ધતિથી પ્રજાની જાહોજલાલી દિવસે દિવસે શુક્લ પક્ષના ચંદ્ર સમાન વૃદ્ધિગત થવા લાગી. પ્રજાના વૈભવ અને ધનની વૃદ્ધિ થવાથી રાજભંડારમાં પણ લક્ષ્મીની વિપુલતા જ રહેતી હતી. મેર લોકોના રાજા કુલિન્દ્રસિંહને તેના પ્રદેશનો સ્વતંત્ર અધિકાર આપી દેવામાં આવ્યો હતો અને માલદેવના પુત્ર વનવીરને તેણે નીમચ, જીરણ તથા રતનપુર ઇત્યાદિ મહાલો આપીને સંતુષ્ટ કર્યો હતો. માલદેવ પોતે તો નિરંતર ચંદ્રભાગા અને કમળાવતી સહિત ચિતોડમાં જ વસતો અને તેને સારો અધિકાર પણ આપવામાં આવ્યો હતો. અન્ય સાંસ્થાનિકો, જાગીરદારો, તથા માંડલિકોને પણ યોગ્ય પારિતોષિકો આપીને સંતુષ્ટ કરવામાં આવ્યા હતા. એવી રીતે દીર્ઘકાળ પર્યન્ત રાજ્યસુખનો નિર્વિઘ્ન ઉપભોગ લઇને તથા પોતાનું નામ ચિરકાલ જળવાઈ રહે એવી રીતે વર્તીને હમ્મીર વૃદ્ધાવસ્થામાં યોગ્ય કાળે સ્વર્ગવાસી થયો. સર્વ મેવાડના આબાલવૃદ્ધ પ્રજાજનો તેના વિશે પ્રેમ અને પૂજ્યબુદ્ધિ ધરાવતા હતા. તેના મહા પરાક્રમોના પ્રતાપે તેની પાછળ તેના પુત્રને અતુલ ઐશ્વર્ય અને વિશાળ રાજ્યની અનાયાસ પ્રાપ્તિ થઈ.

હમ્મીરનો પુત્ર-કુમારીના ગર્ભથી જન્મેલો પુત્ર-ક્ષેત્રસિંહ (ખેતસિંહ) વિક્રમ સંવત્ ૧૪૨૧ એટલે કે ઇ. સ. ૧૩૬૫ માં પોતાના પિતાના પરલોકવાસ પછી ચિતોડના સિંહાસનનો સ્વામી અને મેવાડના વિસ્તૃત રાજ્યનો અધિકારી થયો. એ પણ પોતાના પિતા પ્રમાણેજ પરાક્રમી અને પ્રજાહિતચિન્તક હતો. એણે મંદસર ઇત્યાદિ નવીન પ્રાંતો પોતાના રાજ્ય સાથે જોડી દીધા હતા,

અને દિલ્હીના તે સમયના બાદશાહ સાથે યુદ્ધ કરીને તેનો પરાજય કર્યો હતો. પરંતુ ત્યાર પછી તે જનીડાના હાડિયા જાતિના સાંસ્થાનિકની કન્યા સાથે લગ્ન કરવાના વિચારમાં હતો, એટલામાં તે સાંસ્થાનિક રાજાએ જ તેને મારી નાખ્યો. એ પછીના મેવાડના લાખારાણાનો સમય ઘણો જ વિલક્ષણ અને નવી નવી ઘટનાઓથી ભરેલો છે અને તેટલામાટે તેના સમયની એક નવલકથા 'ગુજરાતી'ના ગ્રાહકોને ભેટ તરીકે સાદર કરવાનો અમારો મનોભાવ હોવાથી અત્યારે વિશેષ લખવાની આવશ્યકતા નથી.

સમાપ્ત

